# અર્પણ પત્રિકા.

'અખંડ પ્રૌઢ પ્રતાપ ધર્મધુરંધર'

'પાંડે શ્રી બિહારીલાલ ભગવતપ્રસાદ'

'શ્રી વડતાલની ગાદીના આચાર્ય.'

આપ ધર્મવૃદ્ધિમાં તત્પર, સંત સમાજમાં પ્રેમ રાખી ભવ ભાવિક જન સમુહમાં પ્રેમ દર્શાવનાર, સંસ્કૃત વિદ્યા વૃદ્ધિને ઉત્તેજન આપી પાઠશાળા સ્થાપનાર. નિત્યનિયમમાં રહી નિયમ પ્રવર્તાવનાર, ગૌઋતી જીર્ણોદ્ધાર કરનાર, સદ્‌ગુણ સંપન્ન છો. વિગેરે, વિગેરે હું આપના શીતળ છત્રની છાયા તળે લાલન પાલન અને અભિવૃદ્ધિ પામેલ હોવાથી ધર્મશાસ્ત્રનું મંથન કરી આ લઘુ પુસ્તક બહાર પાડી આપનાં ચર્ણ કમળમાં અર્પુછું.

ગીતિ.

જનક પિતા સમ જાણું, (શ્રી)ધર્મધુરંધર પાંડે બીહારી;
અલ્પમતિથી અર્પું, ગ્રંથ ઉત્તમ આ લેશો સ્વીકારી.

હુંછું આપના ચરણ કમળની રજ

ગ્રંથકર્તા.

૬૯૬૩

પાંડે શ્રી

# બિહારીલાલ ભગવતપ્રસાદજીનું

## પૂર્વ જન્મ ચરિત્ર—અષ્ટવક્ર ઉત્પતિ

અને

## વટપુર ઉર્ફે વડતાલ વર્ણન.

---

### ઇશ્વર સ્તુતિ.

**ક્યાંથી આ સંભળાય. એ રાગ.**

અરજી ઉરમાં ઉતાર, આ દીનની અરજી ઉરમાં ઉતાર;
કર ભવ ભટકણ પાર, આ દીનની અરજી ઉરમાં ઉતાર. ટેક.
મંગળમય માધુરી મૂર્તિ, અકળાતિત અપાર;
શુદ્ધ બુદ્ધ સર્વાંતરયામી, વ્યાપક વિશ્વાધાર. આ. ૧
ધર્મ અર્થની ઇચ્છા સૌને, કામ મોક્ષ દેનાર;
અખિલેશ્વર છે અરજ અમારી, ઝટપટ થા તૈયાર. આ. ૨
મનોમય સાક્ષી જડચૈતનમાં, સઘળે વિદ્યુત્કાર;
સ્થાવર, જંગમ, પર્વત, પહાડે, તુંતુંતું એક તાર. આ. ૩
ભૂચર, ખેચર, વળી ગગનચર, ક્ષરથી પર પર પાર;
નથી સામર્થ્ય કાંઇ ઋષિમુનિ કવિમાં, ચરાચરમાં તદકાર. આ. ૪
આત્મામાં પરમાત્મા તું છે, જ્ઞાનમાં ધ્યાનાકાર;
આર્ય ગરીબ નિવાજ તું માટે, જીવ કરે પોકાર. આ. ૫

આર્યોની ચડતીમાં ચડતી, તુંજ વિણ નહિં **કરનાર**;
માટે મગનની વિનંતિ એ છે, ગમે તેમ કરીને **સુધાર**. આ. ૬

---

## રાગ ગરબો.

ચાલો ચાલો સજનો આજ, વરતાલે;
શ્રી **સહજાનંદ** મહારાજ, સુખશાન્તિ આલે.
ધર્મ ભક્તિ વાસુદેવ, નજરે જોવાને:
જેથી છે સૌ ઉત્પન્ન, ભવ દુઃખ ખોવાને.

**સાખી**—ગજાનંદ જે ગણપતિ, અંજની નંદ કપિશ;
પ્રથમ નમી પંથે પળું, જ્યાં રાજે જુગદિશ; દર્શન આલે છે.
જે જગત પિતા જણાય, દુઃખ સૌ ટાળે છે.
રણ ટાળક રણછોડ, જુક્તિ બહુ સારી;
શ્રી લક્ષ્મીજી નારાણ[1], જાઉં બલિહારી.

**સાખી**—વળી સહજાનંદ ભાળીને, પ્રગટયો ઉર આનંદ;
રાધાજી રક્ષણ કરો, વચમાં શ્રી વૃજચંદ; દુઃખ સૌ ટાળે છે.
હવે સુખ સજાની માંય, જન સૌ ભાળે છે.—
શ્રીજીનો મુકામ સુંદર શોભે છે;
આરસનો ઓટો એક, મનડું લોભે છે.

**સાખી**—જગતપિતા જનકેશ્વરી, ધર્મધુરંધર ધીર,
બિહારી બલિહારી જઉં, ખુદ સેવક વાઘજી વીર; નિત્ય સેવા કરતા.
કોઠારી ગોવરધનદાસ, સેવા આચરતા.
એક્ટિંગ વેણીદાસ, હાલ છે કારભારી;
ચાર આશ્રમ જેને હાથ, જ્ઞાની બ્રહ્મચારી.

---

૧ નારાયણ.

**સાખી**—આચારી બ્રહ્મચારીમાં, છે નિષ્કામાનંદ,
સાધુમાં સરવેશ્વરી, જે નિર્મુક્તાનંદ; લાગી રહી સુરતા.
પાળામાં પરભુદાસ, સેવા આચરતા.
ગાદીવાળાં બેઉ માત, જાણું નહિ જુક્તિ,
વિધવાઓનાં ધન્ય ભાગ્ય, મળતી ત્યાં મુક્તિ.
**સાખી**—ડાળ મીઠું છે લીંબનું, અદ્યાપિ એંધાણ,
તેના સેવક માવજી, ઓટા આરસપહાણ; વળી આગળ જઈએ.
જે મુખી શંકરભાઈ, શોભા શી કહીએ.
વણિક ફીલાભાઈ, ભક્તિમાં પૂરા,
બ્રાહ્મણમાં હરગોવિંદ, શંકરગર શૂરા.
**સાખી**—બ્રહ્મ સરોવર ત્રટપરે, ખીલ્યો બાગ વસંત,
રંગ ભરી પીચકારી રમે, શ્રીજી ને વળી સંત; થઈ આનંદ હેલી.
સૌ રસબસ સંતસમાજ, ભૂમિ રંગે રેલી.
ભૂલા ભમે બ્રહ્મ દેવ, હજુ ગમ નથી પડતી,
સરસ્વતિ પણ ગોતાં ખાય કવિની કોણ ગતિ,
**સાખી**—ચાલો સૌ જન ચાંપથી, ગોમતી ગંગ તરંગ,
બાગ બગીચે ફૂલ જોઈ, વધતો જાય ઉમંગ; પર્ણકુટી પરવારી.
જ્યાં ધ્યાન ધરે ગુરૂદેવ, જનકજ બિહારી.
ત્રટપર વૃક્ષ કદંબ, તિરથ અડસઠ ત્યાં,
આરાપર સઘળા દેવ, હરીજન વસતા જ્યાં.
**સાખી**—ઓટે પગલાં શ્રીજીનાં, સેવા કરે હનુભાઈ,
સ્પર્શ કરી દર્શન કરો, ગંગોદકમાં નહાઇ; તે છે બડભાગી.
વળો પાછા સૌ સજ્જન, લગની બહુ લાગી.
સમાધિ સ્થળ છે રમ્ય, દેરૂં ગગને ગાજે;

ઉપર ચડતાં હનુમંત, ગીરજાપતિ રાજે.

**સાખી**—ફુળ દીપક જે જે થયા, તે સૌની તસબીર;
હસ્તી ત્યાં બંધાય છે,મહાવત ગોવિંદ ગંભીર, રહી નહિં કંઈ બાકી
ચાલો કારીગરની પાસ, જાશો નહિ થાકી.
બહુ બારીક બનતું કામ, શોભા છે સારી;
હવે વખત સભાની થાય, જાવું બલીહારી.

**સાખી**—મળી સભામાં મેદની, સંતસમાગમ થાય,
ચપળ હૃદયને સ્થિર કરો, વેદપુરાણ વંચાય, મનડું ડોલે છે.
ઇંદ્રિયો અળગી થાય, ચિત્ત કાંઇ ખોલે છે.
હંસો ઉદ્યોગી થાઓ, ગુરૂ ગમ ગોતીને;
વચનામૃત રૂપી રત્ન, પકડો મોતીને.

**સાખી**—મગન મન મગ્ન થયું, ગગન લગણ ઘનગોર,
ચિત્તચગડોળથી સ્થિર થયું, ચંદ્રથી જેમ ચકોર, મૂખથી માગું છું.
નહિં સ્વપ્ન તણો સંકેત, નક્કી જાગું છું.
આ સ્થળ રહેવા યાદ, ભ્રમણા ભાગું છું,
હું શરણે છું શિરતાજ, પાયે લાગું છું.

---

## શ્રી ગોમતિજીની સ્તુતિ.

### શ્રી ડાકોર આલા—એ રાહ.

શ્રી વટપુર ક્ષેત્રમાં, પવિત્ર તિર્થ, ગોમતિ ખરી; પ્રિય ગોમતી. ટેક.
તુંજ તટ સુંદિર, આનંદકારી, નીરખું નેહ ધરી;
વૃક્ષ ઘટા ઘનઘોરમાં મોરથી, ગર્જતી જોર કરી. શ્રી વટપુર.
બિલ સંતી લહરતી, તરલ, તરંગીની, પાપ મોચની;

અધમ ઓધારણી, ભવ ભય તારણી, તૃતીય લોચની. શ્રી વટપુર.
મોટા મુનીવરો મોક્ષે ગયા, તુંજમાં સ્નાન કરી;
નેતિ, ધોતી, નોળી, કર્મ કરીને, સમાધિ યોગ ધરી. શ્રી વટપુર.
માયા આવરણ દૂર કરી લ્યો, આચમની ભરી;
સહજમાં આનંદ આપે, દયાળુ સહજાનંદ હરી, શ્રી વટપુર.
શ્રી ધર્મધુરંધર બિહારીલાલે, જીર્ણોદ્ધાર કરી;
તુંજ ગુણ વર્ણન, ઋષિ મુનિ કવિથી થાય ન જીભે જરી, શ્રી વટપુર.
બાગ બગીચે ફૂલ ઝાડ ઝુક્યાં, ખૂબ ખીલી રહી કળી;
અનહદ આનંદ, ઉલટે ઉરમાં, ભક્તોમાં જાય ભળી. શ્રી વટપુર.
કોકા નિવાસી હનુભાઈ કરે, સેવા ચાકરી;
મુનિઓ મઠ જેમ બાંધે, નદી ત્રઠ એવી એ છાપરી. શ્રી વટપુર.
દાસ મગન યાચે તુંને, નમન નૃત્ય કરી:
વશી વરતાલે, હું રહ્યો સંજાયે, જાતિ ન વીસરી. શ્રી વટપુર.

---

## ગોમતી વિષે.

### ગોમતી ઘાટ ત્યાં મળીશું—એ રાહ.

આવજો આવજો, સંત બોલાવજો, પ્રેમીને લાવજો.—ગોમતી. ટેક.
શુદ્ધ પ્રેમી આવજો, ને સંદેશો કહાવજો રે,
હારે કોઇ રહી ન જાય તે માટ. ગોમતી.
ત્યાગ વૈરાગ રૂપી વૈમાન આવ્યું રે,
હવે ટાળો સૌ મનના ઉચાટ. ગોમતી.
જનક વિદેહીનો જન્મ થયો છે રે,

કરવા વૈમાનને ઝગઝગાટ. ગોમતી.
જપ, તપ, સંધ્યા, સ્નાન કરીને રે,
સમરો ગુરૂમય ગીતા પાઠ. ગોમતી.
મોક્ષ ઇચ્છું ફરી તક નહિ આવે રે,
કાઢો લક્ષ ચોરાશીનો કાટ. ગોમતી.
કહેણી તેવી રહેણી સુધારો રે,
તજો હાલો જે બગ ઠગ ઠાઠ. ગોમતી.
બિહારી શરણે દાસ મગન ઉભો છેરે,
જુએ સંત સમાજની વાટ. ગોમતી.

---

## લાવણી.

### કોયલ સુર દીલને લાગે—એ રાહ.

છે રમ્ય મનોહર સ્થળ, અતિ આનંદકારી;
માતું જગતપિતા જ્યાં, રાજે જનક બિહારી.
દેખી ચકિત થયો છું, અદ્દભૂત રચના ભારી;
કર્તાએ શું અમરા, પૂરીની રચના ઉતારી.
શું કથન કરે કવિ, રસહિન રસના બિચારી;
થતાં દૃષ્ટિગોચર, ચકિત થઈ ગતિ મારી.
જો ચક્ષુ ચોંટાડી, ગાયન કરે લલકારી;
નકી સહજમાં આનંદ, થાય કહું પોકારી.
છે ગુણમય ગંભીર, ગોમતી અતિ ગુણકારી;
કર સ્નાન કુટીલતા, જાય જરૂર જડ ભારી.
નીલકંઠ નરોતમ નાહ્યા, કદમ ચઢી વારી;

ઘણા જનના હરદમ, દીધા પ્રેત ઉતારી.
કરી જન્મ સફળતા, જનક પિતા જુગઝારી;
ઘણો શ્રમ લેઇને, જીર્ણોધાર સુધારી.
આ કાવ્ય કલ્લોલથી, મટે મગન ઉચાટે;
ગાઓ શાંન્તિથી, સત્યના સંગી રચી તમ માટે.

## (બાગ તથા ગોમતીનો દેખાવ.)

આ ગ્રીષ્મ સમય સુખકારી—એ રાગ.

આ સ્થળ અતિ રમણિય ભારી,
અંબ, કદંબ, નિલંબ, નિહાળી;
પવન વહે સુખકારી. આ સ્થળ—ટેક.
આ સ્થળ, આ પળ, આ જળ જોતો,
પર્ણકુટીની ખૂબી મદનજ રોતો,
તનમય જોતો, આંસુ લોતો;–ધન્ય ધન્ય બિહારી. આ.
રાત્રિચંદ્ર ચકોરને મોરથી,
પૂરિત ઘટા ઘનઘોર સુસ્વરથી,
ઋષિ મુનિ દેવગણ, રહ્યા, અધરપર, જોતા ધારી ધારી. આ.
અંતર શુદ્ધથી ઇશિ આરાધે,
શમ, દમ, શાન્તિ સંયમ સાધે,
સાધુપાળા ભક્તહરિજન, બ્રાહ્મણ સૌ બ્રહ્મચારી. આ.
સકળ ખંડમાં આનંદ જે છે,
તે સઘળો જુઓ, આ સ્થળ રહે છે,
દ્વિજ મન, તનમય, તલભર, સ્થિરકર; મગમ જાય બલિહારી. આ.

---

## ગરબો.

### પુનમચાંદની ખીલી પુરી અહીંરે.—એ રાગ.

સજનો શોભા શી વરણવીએ વરતાલની રે,
પરમ પવિત્ર હરીજન હેતે કરજો યાદ;
નૌતમ લીલા શ્રી નીલકંઠની રે.
હરઘડી હળીમળી રમીએ ભક્તોની સંધાત;
હેતે રમીએ સંધાતે સંતો આપણે રે. ટેક.
મળી સંતોની મેદની, ભક્તની ભીડ અપાર,
જ્ઞાની ધ્યાની મહામુનિ, જપતા જુગદાધાર,
પ્રેમે સેવા પૂજા અર્ચન, નિત્ય નીયમની રે;
હસતા રમતા જમતા, ખમતા દુઃખ અઘાત. હેતે.
સૌએ ઇંદ્રિય નિગ્રહ, ધૃતિ ક્ષમા દમ સત્ય,
અસ્તેયં અક્રોધ છે, ધીર વિદ્યા દશ કૃત્ય,
પાળે નિત્યે રીતિ ગતિ, અતિ પરમ હંસની રે;
જપ તપ સાધન સુરતા, લાગી રહી દિન રાત. હેતે.
નાટ્ય ખેલ નીલકંઠનો, રમજો સંત સમાજ,
ધરી હથિયારાં હાથમાં, ડરવું નહિ દિલ સાથ,
નટ કદી ચૂકે નહિ નૂરતા સૂરતા દોરની રે;
ડગમગ થાય નહિ, દરિયામાંનું ઝાઝ. હેતે.
આ અવસર છે હરીજનો, પ્રેમી પૂર્ણાનંદ,
વખત નકામો જાય, સ્હાય શ્રી સહજાનંદ,
આશા તૃષ્ણા ત્યાગો, હરીજન પંચમકારની રે;
માંસ મદ મુદ્રા મૈથુન, મન મરજી સંઘાત. હેતે.
ગંગોદક ભલી ગોમતિ, સ્નાન કરો ભલી જુક્ત,

દર્શન કરીને દેવનાં, થાઓ જીવન મુક્ત,
કીર્તન કથા શ્રવણ, મનન, ભજન નીદી ધ્યાસથી રે;
મનથી ત્યાગ કરોને ષટ્ રિપુ સંઘાત. હેતે.
નથી રચના આ વિશ્વમાં, વીર વરતાલ સમાન,
સમદૃષ્ટિ સૌપર કરો, તો થાય મગન જમાન,
પાંડે બિહારી આચારી, શોભા ધર્મની રે;
નક્કી હું માનું એ જનક વિદેહી જાત. હેતે.

---

## મહારાજની સ્વારીનો દેખાવ.

### રાગ માઢ.

ચાલી ધર્મ સ્વારી, જય! જય! કારી, જનક બિહારી, આ ડંકા નિશાન.
ઘોડા ગજ શણગારી, કરી તૈયારી, જનક બિહારી, આ ડંકા નિશાન.
મુનીજન મંડળ ઓપતુંરે, પાયદળ પાળા સાથ,
સુવર્ણમય સુખપાલે બિરાજ્યા, સોહાગી વટપુરનાથ;
સૌકો કરે કીલકારી, મૂખ પોકારી, જનકબિહારી, આ ડંકા નિશાન.
સૂરજ ઉગ્યા સામટારે, શોભા અપરંપાર,
ઢમકે ઢોલ નગારાં વાગ્યાં, ભાગ્યો ભો ભણકાર;
બેસી બારી અટારી, નિરખે નારી, જનકબિહારી. આ ડંકા નિશાન
મેઘની માફક થાય કડીનધીન, રજકણ મેઘ કમાન,
મુનિ વસ્ત્રો વીજળી ઝબકારા, પાળા તારા સમાન;
શોભા અદ્દ્ભૂત ભારી, જઉ બલીહારી, જનકબિહારી, આ ડંકા નિશાન.
ભગવો ઝુંડો ચઢયો જગતપર, જીવન મુકતો કાજ,
સ્વપ્ન પ્રલયમાં મગને સુતાં, દીઠા જનકને આજ,
જય! જય! આનંદકારી, જીંદગી સુધારી, જનકબિહારી. આ ડંકા નિશાન.

## સમાધિ વિષે.

### રાગ માઢ.

કરીએ સહજ સમાધી, તજીએ ઉપાધી, ઇષ્ટ આરાધી આતમ ઉપાસી આજ
આવો ધર્માધીકારી, થાઓ આભારી, સહજ વિચારી, આતમ ઉપાસી આજ
પ્રથમ ભેદો પંથનેરે, સત્યે અસત્ય આભાસ,
સાંપ્રતકાળે મિશ્ર થયો છે, તેનો કરોને તપાસ;
વીરલા મનમાંય મૂકી, મમતા ચૂકી, હંસ ઉદ્યોગી. આતમ૦
અનહદ્ ભક્તિ પ્રેમનીરે, પુષ્ટિ માર્ગે પ્રમાણ,
વેદ અભેદ દેખાય છે ખુલ્લો, નહિં સહજાનંદ અજાણ;
નથી ત્યાગમાં બાકી, મન વેરાગી, જુઓને જાગી. આતમ૦
એ ગૃહસ્થો ગુજરાતનારે, થાતા નહિં મનખેદ,
અભેદ જે અધ્યાત્મિક, વ્યાસ તણો ખૂદ વેદ;
બાંધો કમ્મર કચડી, પારસ પકડી, જાઓ ન લથડી. આતમ૦
સુચી સ્નાન કર્યા પછીરે, વાળો પદ્માસન,
અંતર સૌચ પ્રાણાયામ સાધી, નેત્રનો નાકે સંબંધ;
નાભિ દૃષ્ટિ નિહાળી, તેજોમય બાળી, હરદમ દીવાળી. આતમ૦
અખંડ જોતો ઉર વિષે રે, બાગ વિશાળ રસાળ,
તે મધ્યે છે કલ્પ તરૂવર, તે ભીતર ગોપાળ;
મૂર્તિવય પંદરની, વળી અંદરની, ખુબી મંદિરની. આતમ૦
સમાધિ સવિકલ્પની રે, સાધો સંત સમાજ,
અનહદ્ આનંદ નિર્વિકલ્પે, કુંચી સવિકલ્પ સાથ;
માટે ગુરૂપદ ચહાશો, જ્ઞાની થાશો, મોક્ષે જાશો. આતમ૦
જોતાં આર્યો હાંસીલા રે, તર્કમાં તર્ક તમામ,
ઉપરકી અચ્છી બની, ભીતરકી જાણે રામ;

શું ? એ કહેવત સાચી, બુદ્ધિ કાચી, મરવું લાજી. આત્મ૦
ગ્રંથ ઘણા છે વિશ્વમાં રે, જોતાં ન આવે પાર,
• જ્ઞાની તુળાએ તોળતાં, તત્, સત્ પરમાત્મા આધાર;
માટે મગન ઉદાસી, આયુષ્ય રાશી, જય અવિનાશી. આત્મ૦

---

## આનંદ.

### દક્ષિણ રાહ.

આનંદ વરતીએ જવાની આ જુવાની રે,
દેખાતિ ભૂલ, દેહ જે સ્થૂળ, કમળ ફૂલ, આખર ધૂળ;
જરૂર એ જવાની રે. આનંદ. ટેક.
કુદૃષ્ટિ પરહરો, જેથી પીડા થવાની રે,
સહજાનંદ, પરમાનંદ, જ્ઞાનાનંદ, મુક્તા નંદ;
હોય ભેગમ ભજ્યાની રે. આનંદ.
પળ ગયા પછી હાથથી વાત જવાની રે,
•જનક જાત, હજુ હયાત, જગ વિખ્યાત, પૂછો ને વાત;
જીવન મુકિત થવાની રે. આનંદ.
જાગૃત સ્વપ્નમાં ખૂબી શું ?
જગ અનિત્ય, બ્રહ્મનિત્ય, તજી અનિત્ય, કરી લે પ્રીત;
મગન ખુબી મઝાની રે. આનંદ.

---

## લાવણી.

### આ અવસરમાં કુટુંબ હમારે—એ રાગ.

પૂરૂ પડે નહિ નીલકંઠ કૃપા વિના,

સમ સાધનો ત્રયોદશ ટુટે. પૂરૂ પડે નહિ
ત્રેવડ કરતાં નહિ ટકવાનું,
કીડી કણ જેમ તેતર લુટે. પૂરૂ પડે નહિ.
ચોરી કણ મૂકે ભર્યું કોઠે,
પણ ન જણાય વધ્યું જાય ઉંટે. પૂરૂ પડે નહિ.
ખોટ વેપારે જરૂર જવાની,
રાજ દંડ કે તસ્કર લૂંટે પૂરૂં પડે નહિ.
વહાર ભણીથી માર મળે છે,
રંક રીઝાવતા રાજા રૂઠે. પૂરૂ પડે નહિ.
ભવત્ કૃપા અનેન જપો પાસનાથીં,
મગન ભજને મોહ પાસ વછુટે. પૂરૂ પડે નહિ

---

## પાંચ ઇંદ્રિયો.

### મયા મેંતો કેસે જાઉ જુમના નીર—એ રાગ.

સંતો મેંતો કેસે ધરૂ દીલપે ધીર,
થર થર કંપે શરીર. સંતો૦
શબ્દ, રૂપ, રસ, ગંધ સ્પરસમાં,
બનન ગાફીલ ગંભીર સંતો૦
મૃગ, મદ, મસ્ત, બનત શૂર વેણા,
મૃત વીસરત શરીર. સંતો૦
દીપ, પતંગ, જલે રૂપ પેખત,
મચ્છી રસસેં તજે નીર. સંતો૦
ગંધ, કમલમાં ભીવરા ભુલત,
પ્રાણ તજત અધીર. સંતો૦

સ્પર્શે મૈથુને હસ્તિ તજે મસ્તી,
મદ ઝર પટકત શીર. સંતો૦
એક એક રસ અતિ પીડત પશુ પર,
દેખ તું તનમાં લગીર. સંતો૦
મગન બદનમાં પંચ બસત હે,
સતસંગ નીકાલત ચીર. સંતો૦

## સ્વર્ગની નિશાની.

### રાજાની દૃષ્ટિ માર્ગમાં મારાથી કેમ જવાય—એ રાહ.

નીલકંઠ નિશાની સ્વર્ગની મ્હારાથી ના ન કહેવાય,
મ્હારાથી ના ન કહેવાય રે (૨) નીલકંઠ.
જો મ્હારો આ પીંડ ગણું તો, હરી બ્રહ્માંડે ગણાય,
તાહરે અંતઃકર્ણ હશે તો, ઇશ્વરને તીર્થ જણાય રે. માહારાથી.
મ્હારી પ્રજા તું માની લઉં તો, જગતપિતા જુગ માંય,
ત્હારે ઉપાધી તલભર છે તો, બમણી ત્રમણી ત્યાંય. માહારાથી.
ત્હારે જગત ટળી ગયું તો, નિર વિકલ્પ ઘનશ્યામ,
દેહમાં હું તો જુગમાં તું છે, મુજમાં છે તુંજ નામ રે. માહારાથી.
મગન કહે મનથી માનેલું, તત્વ મસીન ભણાય,
જપ્ય ગોવિંદ કહે જનક બિહારી, શીદ તૃષ્ણામાં તણાયરે. માહરાથી.

## પંચભુતના દેહ વિષે.

### રાગ પરજીઓ.

દેહ બળેકે દુગ્ધા ટળે, ટળી જાય જગતનો પ્રપંચરે. દેહ૦ ટેક
સહજાનંદ વિસારીને, ફર્યો ચોરાશી લક્ષરે,

જન્મ મરણ ત્હારૂં ટળ્યું નહિ, મશાણે પડી દગ્ધ રાખરે. દેહ૦ ૧
અંધ કબંધ આ દેહમાં, નવે દ્વારે ભર્યું નર્કરે,
અત્ર ગંધાણું ગેદી દેહમાં, જીવ જાણી થયો ગર્કરે. દેહ૦ ૨
પત્થર વજ્જરથી કઠણ કાળજું કર્યો કેવો તેં કરારરે,
આધી વ્યાધી ને ઉપાધીએ, થયો પૂરો જમ વદારરે. દેહ૦ ૩
મરનાર કેડે રામા રડે, જુઓ મુગ્ધાનું આક્રંદ રે,
ફાંસુ આંસુ આંખે ઝરે, ફોકટ નાટકી આક્રંદ રે. દેહ૦ ૪
કોને રેડાછ રાખ થઇ ગયું, કયાં રડનારૂં રહેનાર રે,
ફોગટ ફાં ફાં બધાં છોડી દે, ભજ કરણી કિરતાર રે. દેહ૦ ૫
આ સ્થુળ પ્રપંચ કુટુંબનો, માને બાપ દાસી દાસ રે,
મિત્ર પુત્ર શત્રુ બેન ભાઈ સૌ, નક્કી નામ તેનો નાસ રે. દેહ૦ ૬
મર્ણનો ભય રહ્યો દેહને, થયું કાર્યમું સુપન રે,
ખોડ ધીકાયાં ખરેખરાં, તોય થયું ના દહનરે. દેહ૦ ૭
જીવની આશા ડુંગર જેવડી, મર્ણ પગલાની હેઠ રે,
કર્મ સંચિત બળ્યા વિના, દીપ પતંગની પેઠ રે. દેહ૦ ૮
ગેબી ગોળો જો ગગનમાં, ધાર્યું તેનું થયું થાય રે;
તેતરપર ઝપાટો બાજનો, ચડપ ચેત વેળા જાય રે. દેહ૦ ૯
મગન મુઝામણ મનમાં, કોના આગળ કહેવાય રે,
ડચુરો વછૂટે દેહનો, જીવન્મુક્તમાં ભળાય રે. દેહ૦ ૧૦

---

## લાવણી.

### નાટકી રાહની.

નિર્મળ મન નારાયણ સ્વામિ, સહજાનંદ નીલકંઠ હરે;
જપો જાપ સદ્ધર્મ ઉપાસી, સચ્ચીદાનંદ ઘનશામ ખરે.

હતા વિષયમાં પૂર, તેને કીધા ચકચૂર,
ચોર, નિશાચર ક્રૂર, જુઓ જોબના અસૂર,
તે સૌને વશ કીધા વ્હાલે, વહાલ ધરી વરતાલ વશી;
મહાદેવે જ્યમ મદન પ્રજાળ્યો, તે પરમાણે કમર કશી.
મટ્યો વિધવા વિલાપ, થયાં ક્રૂર કામ ત્યાગ,
જોગ સાધી કીધો જ્યાગ, ધન ભારતનાં ભાગ્ય,
જુઓ પ્રત્યક્ષ પાતાંજલી મુનીએ, યોગકળા કીધી નથી કમ;
આજ યૂરોપે ચાલે પ્રયોગો, પ્રચલિત છે જે મેસ્મેરિઝમ.
ઊંડાં વાલી જુઓ ચક્ષ, નથી રાખતો હું પક્ષ,
ધારી ધરમનો લક્ષ, ગયું નથી કલ્પ વૃક્ષ,
મત ભેદ છોડો મહેરબાનો, જો હિત પોતાનું ચાહો;
નારાયણ નિર્ભય પદ ધારી, મૂકી દીયો અવળી રાહો.
જૈની ઇરાની કુરાની, સેખ મલેચ્છ ગુમાની,
બુદ્ધ શૈવી દેવી શુની, આવો સન્યાશી આધુની,
આપ આપણા ધર્મ સંભાળી, ખરી વાત ખોળી કહાડો;
જંપ જંપ વાળી સૌ વિરલા, ધર્મ વાત પૂરી પાડો.
જુઓ આચારી બિહારી, સારી વાત દિલ ધારી,
અન્યા પર ઉપકારી, ભક્તિ પૂરણ સુધારી,
માટે મગન કરજોડી કહે છે, આ દુઃખા ક્યારે ટળશે;
જપ ગોવિંદ કહે જનક બિહારી, તો વેળા તારી વળશે.

---

## ગરબી.

**હમસેં ગજબ જલ કર ગયે બિહારી—એ રાગ.**

જનક વિદેહી જનમ માનું બિહારી.

માનુંશ્રી બિહારીલાલ માનું—ટેક.
સહજાનંદ કે વંશમાં જનમ લીઓ,
ધર્મ ધુરંધર આચારી આચારી. જનક. ૧
ધર્મ, અર્થ, કામ, મોક્ષ કીઓ પરિપૂર્ણ.
કામ ક્રોધ મોહ વિદારી વિદારી જનક. ૨
ભોળા ભકતો હજુ ભેદ ન જાને,
ગાવત વેદ પૂકારી પૂકારી. જનક. ૩
અખૂટ જ્ઞાન ભર્યું ઘટ ભીતર,
જાણે નહિં અવિચારી વિચારી. જનક. ૪
સર્વના જીવન્મુક્ત આપ જીવન દોરી,
કલિયુગે રક્ષા ધર્મ ધારી ધારી. જનક. ૫
સાધુ પાળા ભેળા ભળીગયા ભક્તજન,
જ્ઞાની મુનિ બ્રહ્મચારી ચારી. જનક. ૬
અઘટીત કર્મ નથી નીલકંઠ પંથમે,
નક્કી ગુણ ગાઓ નરનારી નારી. જનક. ૭
બાપુજી સુત મગન ઓથ ઇચ્છે તમારી,
શર્ણમાં હું મૂકો ન વિસારી વિસારી. જનક. ૮

## શ્રી બિહારીલાલ મહારાજનો પ્રવાહ વિરહ.

### ગરબી.

ગયા છો રે ગુરૂ તેજ દીન તનથી ઉર અમુઝણ ભારી. ટેક
બારી વિનાનું મીન કીચડમાં જળ વિણ ગોથાં ખાય,
દુ:ખ ભારે, જાવું ક્યારે, દીલ જ્યારે, ગીરનારે,
પ્રભુ આ વખત દુ:ખમય, દુનિયા સૌ લાગે અકારી. ગયાછો રે.

આ દુનિયામાં ઓશ વગરનો, જર વિણુ જુઓ જગધાય,
કુણુ બેલી, ગયા મેલી, સુકી વેલી, કુપ ઠેલી,
સ્ત્રી કુટંબ ધન સંપત સંગી, જીંદગી દુખીઆરી. ગયાછો રે.
નીચની આગેવાની મળે પણ, સ્વર્ગની પીઠ પકડાય,
નચો મૂકી, રહ્યા ઢુંકી, ગયો સુકી, બોલું ચુકી,
મગન બદન તન મન ધન, અરપણ છે લ્યો સ્વીકારી. ગયાછો રે.

## રાગ. ભૈરવી

ચાલો મન મેરાજયા, જનક બિહારી. જનક બિહારી. ચાલો. ટેક
પારસ લોહ કંચન કરી લીજે, નહિંતર જન્મ ધરોરી, જ્યાં. જનક
જનક ભૂમિ કંચન મય કીર્તિ, સબ સંત સુવર્ણ ભયોરી, જ્યાં. જનક
જ્યું જ્યું દેખત મણીમય પેખત, કીર્તિ અમરત વહોરી, જ્યાં. જનક
કીઓ દેદાર, લીઓ ચર્ણામૃત, રંકહી રાયે બન્યોરી, જ્યાં. જનક
દીપ જલેયું જીયરાજ લેરી તડફત રને ગુજારી, જ્યાં. જનક
પેટ દીઓ બડો પાપ કીઓરે હરી દરસ્યમેં દેત દગોરી, જ્યાં. જનક
જનક તક જાવે દલિદ્ર સતાવે કાંનહિં કર્મ કીઓરી, જ્યાં. જનક
મગન બદનપે ગજબ ગુજર ગયે ભટકત ભોર ભયોરી, જ્યાં. જનક

## ધર્મ વલ્લભાનંદ સ્વામિ વિષે.

### લાવણી.

ધુરંધર ધર્મ તણા ધનચંદ, (૨)
શાન્ત મૂર્તિ સ્મરણ કરૂંહું; ધર્મ વલ્લભાનંદ,
જામીછે કીર્તિ જુગ ઝાઝીરે. (૨)
અવલોકનમાં હર ઘડી લાવું; મન રાખું રાજી.
નથી તુલ્ય આ જુગમાં કોઇરે, (૨)

પ્રીતિ, નીતિ, રીતિ સઘળી; ઇશ્વરમાં પ્રોઇ. ધ્રુર.
મૂરખ જન ભટકે આ ભવમાંહ્ય, (૨)
રાજ ઋષિ નજરે નવ નીરખ્યા; પડશે રવ રવ માંય. ધ્રુર.
વેદનો ભેદ નહિં જેનેરે, (૨)
રાજ્ય યોગને બ્રહ્મ મિમાંસા; શું કહેવે તેને. ધ્રુર.
પૂર્ણાંશી કો અવતારીરે, (૨)
અલ્પ મતિ હું અતિશે રખડચો; નક્કી એ મૃગવારી. ધ્રુર.
બ્રહ્મને જાણે છે પોતેરે, (૨)
માટે મુજ મતિ કાલના કૃતિમાં; રટણ કરે રાતે. ધ્રુર.
અર્જી સેવકની ઉર આણીરે, (૨)
કુમકુમાટ કીચડમાં પડતાં; તુર્ત લેશો તાણી. ધ્રુર.
બાળક કંગાળ હું દ્રવ્ય લોભીરે, (૨)
માટે આગળ આવતાં અટકું થઇથી રહું થોભી. ધ્રુર.
સ્મરણ સંજાગે રાખુંજી, (૨)
સુખદુઃખમાં નિત્ય યાદ કરે છે; મગન બાપુજી. ધ્રુર.

## શ્રી યજ્ઞ નારાયણ દર્શન.

તુંજ હે સોખ મીલનેકા સમજ કે રંગ જમાતાજા.—એ રાગ.
ખુબી શું યજ્ઞની ભારી મળેજો મોક્ષ નરનારી,
કનક મંડપ છે સુખકારી, યજ્ઞ આરંભ પરવારી. ટેક.

### દોહરા.

વેદ ઉચારે વાડવો, કરી તરપણ જપે જાપ,
સ્વાહા ! શબ્દ શ્રવણે પડે, બળે ત્રિવિધિતાપ;
ગગનમાં ધુમ્ર જુઓ ધારી, વરશે ત્યાં અમૃતમય વારી. ખુબી. ૧

### દોહા.

લેઉવા કૂળ અજવાળીયું, પાળ કરી મજબૂત,
રૂપાબા તે રત્ન છે, પહીજ પીયેર સપૂત;
કથે ગુણકાં વીણાધારી, તર્યાં પોતે પેઢી તારી. ખુબી. ૨

### દોહા.

ધન્ય ભાગ્ય ભારથ તણાં, યજ્ઞ થયા જે ઠાર,
મોક્ષ ઇચ્છું તક નહિં મળે, ફટ જાવું ઝટવાર;
કરે પૂજા જુવો આચારી, જનક પિતા છે જુગઝારી. ખુબી. ૩

### દોહા.

મતિ હીણુ મંદ ભાગ્યના, ઊંચું જો આકાશ,
તેત્રીશક્રોડ તૃપ્ત થયા, અંતર ચક્ષુ તપાસ;
મગન મંદ ભાગ્ય આજારી, હરદમ હરિનો પૂજારી. ખુબી. ૪

## અષ્ટવક્ર ઉત્પત્તિ અથવા જનકસ્ય પૂર્વ વિવાદ.

### રાગ કથા મિશ્રીત.

નિર્મળ ત્રઠ ભાગીરથી સુંદર, મુનિ બાળક ત્યાં આવ્યા રે;
સંધ્યા વંદન સમય થયો છે, રમત ગમતમાં ફાવ્યા રે. નિર્મળ.
વિચિત્ર મૂર્ત્તિ પૂર્વ દિશાથી, કો મુનિ બાળક આવે રે;
તે દર્શી સૌ દોટે ચાલ્યા, કૌતિક અદ્દભૂત કહાવે રે. નિર્મળ.
આઠે કકડે અંગ વળેલું, કર જેષ્ટીકા ઝાલી રે;
મુંજી બંધ ઉપવીત છે કોટે, બગલે પુસ્તક ઘાલી રે; નિર્મળ.
જુઓ વાંકલો જાય ફાંકડો, લાકડી ઝડપી લીધી રે;
ધૂળ, કાંકરા, ઢેપાં, મારી, અનહદ્દ હાંસી કીધી રે. નિર્મળ.

## ગીતિ.

અરે ! ભાઇઓ મારા, સંધ્યા વંદન સમય ગયો સારો;
જેષ્ટીકા મુજ આપો, વિધિએ હસવા દેહ ઘડયો મ્હારો.
દયાળુ દિલના મુનિ બાળકે, લાકડી પાછી આપી રે;
જવા દો એ છે બાપ વગરનો, એમ કહી દુગ્ધા કાપી રે. દયાળુ.
લાકડી કરમાં ઝાલી ચાલ્યા, વાંકોજી છે વસમા રે;
સંધ્યા વંદન કરી રહ્યા પણ, સ્થિર ન બેસે ચસમા રે. દયાળુ.
ઘેર આવીને માતા આગળ, બાળક બોલ્યો ત્રાડી રે;
માતા મારે બાપ નથી શું ? નક્કી મરવાનો માડી રે. દયાળુ.
માતા કહે બતલાવું બેટા, ધીરજ ધર તું તનમાં રે;
પ્રશ્ન પૂછવા રાજાજીએ, રાખ્યા જનકપુરમાં રે. દયાળુ.

## ગીતિ.

વિયોગ આઠ વરસનો, ઉપવિત પણ મામે તારે આપ્યું;
ઋષિ સૌ ત્યાં રઝળે છે, બ્રહ્મબીજ કોઇ કૂબે ન પાક્યું.
આપ રજા ઓ માડી મૂજને, જનકપુર જાવાને રે;
પ્રશ્નોત્તર કરી આવું પાછો, બ્રહ્મબીજ રહેવાને રે. આપ.
ના બાપુ એ વાત જવાદે, શીદ માડી કકળાવે રે;
ના કહેતો પણ હું જાવાનો, નાહક શીદ ગભરાવે રે. આપ.
ઓ મામા ઝટ મ્હારી સાથે કમર બાંધો કચડી રે;
ડાબો કર ઝાલો તમ હાથે, જેષ્ટીકા ઝટ પકડી રે. આપ.
અષ્ટવક્ર ચાલ્યા અખડાતા, ધીરે ધીરે જાશે રે;
કોણ વલે થઇ રાય જનકની, સ્વપ્ન કથા કહેવાશે રે. આપ.

## ગીતિ.

શયન ગ્રહમાં સૂતાં રાય જનકને નિંદ્રાએ ઘેર્યા;

કોઇ રાજા ચઢી આવ્યો, ગહન ગતિએ વસ્ત્ર વપુ હેર્યાં.
અંતઃપુરથી રાજા નાઠો, રહિ રામા રખડતી રે;
જીવ લઇ નાઠો રાજા ત્યાંથી, જનકને ગમ નથી પડતી રે. અ૦
વસ્ત્ર વગરનો છે ડર જરનો, ગતિ હીણુ ગરબડીઓરે;
ભૂખ તરસને તડકો માથે, જઇ કાંટામાં પડીઓરે. અં૦
ખારૂં પાણી મળ્યું ન પીવા, કોઇ અબળાએ આલ્યું રે;
તરસ છીપતાં તસ્કર મળીઆ, ગળુબંધે ગગુ ઝાલ્યું રે. અં૦
ત્યાંથી રાજા રડતો ચાલ્યો, ભળ્યો ભીખારી ભેળો રે;
વણિક ઘેર વિવાહ આદરિયો, મળીઓ મ્હાજન મેળો રે, અં૦

## ગીતિ.

ભીખારીના ભેળો, ભૂપ રહ્યો ટાંપી ઉદર ભરવા શીર;
સરાવલું શીર મેલી, વદન વિકાસ્યું પેટ પૂર્ણ કરવા.
અન્ન એંઠું ઉતરેલું શેડે, આપ્યું સૌને વહેંચી રે;
રાજાએ રામપાતર પોતે, કરથી લીધું ખેંચીરે. અન્ન.
ભૂપતિ ભાગોળે આવ્યો, ચપણું કર ઉપાડી રે;
અનહદ્ કૃતિ ઇશ્વર છે તારી, આ વેળા દેખાડી રે; અન્ન.
રાજાનો તેં રંક બનાવ્યો, નહિં કો ત્હારે તોલે રે;
કરતું અકરતું અન્યથા કરતું, વેદ શ્રુતિ એમ બોલેરે. અન્ન.
અન્નગ્રાસ હાથે લીધો છે, હજુ મુખે નથી પડીયું રે;
ગહન ગતિછે દેવતણીશું ? વળી કૌતક એક અડીયુંરે. અન્ન.

## ગીતિ.

બે સાંઢો મારકણા આવી વઢતાં ચપણ ગયું ભાગી;
સ્વપ્ન ગયું શયનેથી, થર થર કંપી જનક ગયા જાગી.
બન્યો બાવરો રાજા જાગી, આ સાચું તે સાચું રે;

કોના આગળ કથન કરૂં હું, સાચું કહેતાં લાજુ રે; બન્યો.
કહવ મુનિશું કરાર કીધો, મુનિઓ રહો મુજ પાસે રે;
પ્રશ્નોતર કીધાવિણ મ્હારો, જરૂર જીવડો જાશે રે. બન્યો.
આ સાચું કે છે તે સાચું, બોલો મુનિ બાવા રે;
ખાઓ પીઓ અહિં જીવતર ગાળો, પણ નહિં દઉ જાવા રે; બન્યો
પલકે ત્યાં પખવાડીયુંને, ઘડીએ વીત્યા માસા રે;
રાજાએ રહેવાનું કીધું, જવાની શી આશા રે. બન્યો.

## ગીતિ.

ગ્રીષ્મ સમય ચિત્ત ધારી, ગયા રાયજી બાગ વિષે ફરવા;
માર્ગે રોકી બેઠા, અષ્ટવક્ર જે ગુણ થકી ગરવા;
રાજા સ્વારી પાછી વળતાં, મારગમાં મુનિ મળીઆ રે;
ઉઠ કોણ છે મારગ મૂકી, શું ગાતર તુંજ ગળીઆ રે. રાજા.
સેનાપતિનો શબ્દ શ્રૂણીને, વક્ર મુનિ ત્યાં વદીયા રે;
કહે તું જઈ ત્હારા રાજાને, નેત્ર અંધ કાસદીયા રે. રાજા.
કોની પાસે મારગ માગે, શું બોલે મૂખ ચૂકી રે;
તું અંધો રાજા પણ અંધો, જાઆ મારગ મૂકી રે. રાજા.
સેનાપતિએ જઇ રાજાને, વૃતાંત્ત ભરગ્યો ઊંધો રે;
આડા બોલો અષ્ટવક્રો, ગળો દે કહી અંધો રે. રાજા.

## ગીતિ.

રાજા જનક વિચારે, ઋષિ પુત્ર વિણ વદે ન કો આવું;
સત્ય વદે એ સાચું, **વિપ્રો લંઘી** કેમ ઘટે જાવું.
સત્વર જાઓ તેડી લાવો, બાળક બુદ્ધિ બળીઓ રે;
સેવક કહે જઇ ચાલો સત્વર, મુનિજનને જઇ મળીએ રે. સત્વર.
મુનિ બોલ્યા સેવક જા અહિંથી, અંધા અક્કલ ફુટી રે;

ચરણ વિનાનો કેમ કરી ચાલે, બુંટી પીધી ખુટી રે, સત્વર.
કરૈન્યાય રથમાં બેઠા શું ? આદી પતિ ગભરાયો રે;
લે જૈષ્ટીકા આપુ મારી, શું ? કેડે કચરાયો રે. સત્વર.
સુણી સેવક ઝટ ત્યાંથી ચાલ્યો, રાજા આગળ નમીયો રે.
'વાંકો વાંકાં વેણુ વદે છે, તમને તે ભલે ગમીયો રે. સત્વર.

## ગીતિ.

ભય વચનો ભાળીને, રાજા ચાલી વક્રને આવ્યા;
અર્ઘ પાદ પૂજીને, ઋષિ મનાવી સૌને મન ભાવ્યા.

બ્રહ્મ સભામાં કાલ સવારે, કરવો ઉત્તર ધાર્યો રે;
રાજા કહે મુની મંડપ રચવો, આજથી હર્ષ વધાર્યો રે. બ્રહ્મા.
સૂર્યોદય થાતા પહેલાં, રાજસભા ભરાણી રે;
રાજકાજના ઠાઠમાઠથી, રાગ રાગણી ગવાણી રે. બ્રહ્મા.
ખમા ! ખમા ! બંદીજન બોલે, સર્વે સાહિત્ય લાવ્યા રે;
તે વખતે ત્યાં વક્રમુનીજી, ડગમગ કરતા આવ્યા રે. બ્રહ્મા.
ડંડ કમંડળ મુંજી બંધન, ઉપવિત ધારણ કીધું રે;
'ટુકડી ચાલે ટપ દઇ આવ્યા, દૂરથી દર્શન દીધું રે. બ્રહ્મા.

## ગીતિ.

'સ્થળ રમણિય અતિ ઉંચું, અટકણ અડતાં મુનિ ત્યાં ગડબડીઆ;
હાસ્ય કરી સૌ ઉઠયા, તોપણ મનમાં મુનિજન હસી પડીઆ,

અર્ઘ પાદ પૂજાથી રાયે, મુનિનું પૂજન કીધું રે;
એક સંદેહ હવો આચડીએ, તમે હાસ્ય કેમ કીધું રે, અર્ઘ.
દેખત અંધ સભા સૌ ત્હારી, તે દેખી હું હશીઓ રે;
આહાર ગાય ઓખરનો કરતી, ધૃતમાં સો ગુણ વશીઆ રે. અર્ઘ.
દેહ દેખીશું હસવું આવે, નક્કી આ દેહ નઠારો રે;

કર સત્વર તું પ્રશ્નોતરનો, હવે તું છોડ લવારો રે. અર્ધ.
ગર્વ ગળીત થઇ રૈયત સર્વે, રાજા કહે હું જાગ્યું રે;
આ કે તે બે અક્ષરમાંથી, શું? માનું હું સાચું રે. અર્ધ.

### ગીતિ.

લાજ થકી દુઃખ પડીયું, કરથી ચપણું સ્વપ્ન વિષે ભાગ્યું;
અહંકૃતા તેં કીધી, બ્રહ્મ બીજ છે શીદ તેં દુઃખ માગ્યું.
એ બેમાંથી કંઇ નહિં સાચું, શીદ તું સોચ કરે છે રે;
જાગૃત સ્વપ્ન બંને મિથ્યા, તત્વ મસી તરે છે રે. એ બે
જનક રાય ઝટ ઉભા થઇને, કરગરી કહેવા લાગ્યા રે;
કહો કૃપા થાઉ બ્રહ્મ પારાયણ, તનથી તૃષ્ણા તાગ્યા રે, એ બે
લે ઉપદેશ આપું જેથી, તુંજ ભવ ભટકણ જાશે રે;
તન મન ધન કર અર્પણ મુજને, જીવનમુકત થવાશે રે. એ બે
તુર્ત રાયે કરી પ્રતિજ્ઞા, અંજલી કરમાં લીધી રે;
તન મન ધન અર્પણ છે તમને, ઝટ જીવ્હા બંધ કીધી રે. એ બે

### ગીતિ.

ગુરૂ આકર્ષણ થાતાં, બ્રહ્મસભાને ખુબ અચરજ લાગ્યું;
વિપ્ર રડે કોઇ પોકે, રાય જનકને બ્રહ્મ સંકટ જાગ્યું.
વિપ્ર રડે વખાનો માર્યો, મારી શી ગત થાશે રે;
લેણાદારે લૂંટી લીધો, જનક જાત વગોવાશે રે. વિપ્ર
અન્ન વસ્ત્ર આપીને રાજા, વિપ્રની વારે ધાને રે;
આ દુઃખમાંથી મુકત કરીને, વળતી મુંગો થાને રે. વિપ્ર.
રાજા મન વિચાર કરે છે, કષ્ટ વિપ્રનું કાપું રે;
પણ ધન મેં ગુરૂ અર્પણ કીધું, તો કયાંથી એને આપું રે. વિપ્ર.

વિપ્ર કહે આશોક ગઈ શું? રાજા મુંગો ભાળી રે;
વિપ્રે વાચા વક્ર વધારી, રાડ કીધી રડીયાળી રે; વિપ્ર.

ગીતિ.

ત્રણ દિવસનાં ભૂખ્યાં, રામા બાળક રડેજ ભૂખ દુ:ખથી;
રંક રડુ તુજ આગે, દયા દૂર ગઇ જનકરાય તુજથી.

રાજા મન ગભરાવા લાગ્યું, ચઢ્યું જેમ દૂધ ઉકાળે રે;
હાયા! સહન કેમ થાય દુખ્યા, ગુરૂ વચનો કોણ પાળે રે. રાજા.
પણ તન મન ધન અર્પણ કીધું, હક નથી વિચાર કરવા રે;
અંતરજામી અષ્ટવક્ર છે, આ ભવ દે નહિ તરવા રે. રાજા.
દૃઢતા પાકી જનકરાયની, વક્રે જાણી લીધી રે;
અભય ગાદી તુજને અર્પું, તુર્ત અંજલી લીધી રે. રાજા.
કનકભૂમીં કંચન કળીયુગમાં, જનક જન્મ તુજ થાશે રે;
ધર્મ અર્થ ને કામ મોક્ષની, કીર્તિ ત્યાં ગવાશે રે. રાજા.

ગીતિ.

તરમાં તર પૃથ્વીપર, ચરોતરમાં વટપુર જે કહાવે;
જન્મ્યા જનક બિહારી, જીવનમુક્તની નૌકા ચલાવે.

વચન બંધ મુની વૃંદ હતા, તે સૌને આજ્ઞા આપી રે;
કણ્વ મુનિને વક્ર નમ્યા, આ ભવના બંધન કાપી રે. વચન.
કણ્વ કહે સૂણ રાય જનક મેં, પુત્રને દુઃખીયો કીધો રે;
અષ્ટવક્રને ખોડ જન્મની, સંદેહ કરૂં સૂણ સીધો રે. વચન.
મુજ પત્નિ ઉદરમાં આજે, અષ્ટવક્રજી આવ્યા રે;
પત્નિએ મુજ પાસે માગ્યું, તે વેળા વેદ ભણાવ્યા રે. વચન.
સમયોચિતને ધારી મેં ત્યાં, વેદના અર્થ કીધા રે;
નિદ્રાવશ પત્નિ પોઢેથી, વક્રે ઉત્તર દીધા રે. વચન.

## ગીતિ.

પિતા કહું કરજોડી, વેદનો ભેદ બ્રહ્મ વિષે ભાળો;
અશુદ્ધ અર્થ ઉચારો, ઉંચા નીચા સ્વર છે સંભાળો.

ક્રોધ ચડયો મુજને સાંભળતાં, દીધો શાપ દવેએ રે;
આઠ માસમાં આઠ અંકના, તું મારે કોણે લેખે રે. ક્રોધ.
પેટ બહાર થાતા પેહેલાં, તેં મ્હારી ઠેકડી કીધી રે;
એ શાપે સૂણ જનકનરાયજી, દુઃખ્યા માગી લીધીરે. ક્રોધ.
વક્રદેવ વિદાય થયાને, જઇ માતાને મળીયારે;
રંક વિપ્ર રડતો રહે છાનો, ત્રિવિધ તાપ ટળીયારે. ક્રોધ.
ગજ માટે પાળા થઇ પળીયા, જેમ આવ્યા પ્રભુ ચાલીરે;
તે પ્રમાણે મગનની જનકે, બુડતાં બાવડી ઝાલીરે. ક્રોધ.

## ગીતિ.

ભરતખંડ ભાગ્યોદય, જનક જન્મ નક્કી લેશે જાણી;
મગન જન્મ નહિ તેને, નક્કી જીવનમુક્ત બંને પ્રાણી.

## હરીજનોને આનંદ.

આનંદે સંતો હળી મળી સંગ,
કરો રંગ, ધરી અંગ ઉમંગ. આનંદે.
વાર વાર, ધરી પ્યાર, અન્યો અન્યમાં અપાર,
શ્રી......સ્વા......મિ......ના......રા......ય......ણ;
ભગવતિ વાસુદેવ, જપ જપ તુ હંમેવ,
ચર્ણું, શર્ણું, સ્મર્ણું.
સચ્ચિતાનંદે, આનંદે. સંતો.
ગહનગતિ અપાર, તેથી તું તરીશ પાર,
શ્રી......સ......હ......જા......નં......દા......ય......જી.

આચારી બિહારી ભારી, તેપર મગન વારી,
તનને, મનને, ધનને.
વંદુ નિલકંઠાનંદે, આનંદે. સંતો.

---

## ધર્મની ઉન્નતિ વિષે.

### અબચલે ન મોહન તેરા—એ રાગ.

સજ થાઓ! સજ થાઓ!
ધર્માધિકારી, થઇ આર્યોની લાચારી,
ઇંદ્રિયો અંતર વાળો,
ઋષિ આશ્રમની કૃતિ ભાળો,
કરી સંપ કુસંપને ટાળો,
કરો સૌ સંપ, વજે જેમ જંપ, ટળે કુસંપ,
ધાઓ આવારી; થઇ આર્યોની લાચારી,
શો ગજબ! અજબ! આભારી,
થાય વિદ્વાનો અવિચારી,
શું જ્ઞાને? વસી વ્યભિચારી,
અરે ધિક્કાર! તને ફિટકાર! વાર હજાર,
જાઓ જડતારી; થઇ આર્યોની લાચારી.
ઓ! કુસંપ રૂપી કીડા,
તેં પાડી અનહદ! પીડા,

વ્યભિચારમાં તારી ક્રીડા,
અરે રે! હાય! હવે શું થાય, ગજબ! કહેવાય,
પીડા ધા કારી; થઇ આર્યોની લાચારી.
નિષ્પક્ષપાતથી ન્યાળો,
નીલકંઠ ધર્મ નિહાળો,
બચ્ચો કેર થતો જે કાળો,
કહું કેમના, બચ્ચે વિધવા, કહો સૌ હા,
મુખે પોકારી; થઇ આર્યોની લાચારી.
છે વખત જુઓ વિચારી,
થયો જન્મ જનક બિહારી,
આ સ્થળ સૌને સુખકારી,
તજી અહંકાર, કરો ટંકાર, ભજો ૐકાર,
સૌ નરનારી; થઇ આર્યોની લાચારી.
કવિયો થાકયા શિર ફૂટી,
પડી કુટેવ તે નવ છૂટી,
કહેવું તેમ કરવું બડી બુટી,
કહે છે મગન, હું છું અલ્પજ્ઞ, તું છે સર્વજ્ઞ,
આશ એક તારી; થઇ આર્યોની લાચારી.

---

# ઉપદેશ.

## ( મરાઠી લાવણી. )

માનવી ભજન કરી લેને, કાળ ફરે છે શીર તાકીને;
જીવ તારો લેશે ઝડપીને, માનવી ભજન કરી લેને. ટેક.
કાળ રૂપી મોટી છે ફાંશી,
તેમાંથી નહિ શકો નાશી,
નસાય તેમ જાઓને નાશી.
જર દેખીને કાળ, હાથે ઝાલ માળ;
હરિને સંભાળ, ઉગરવા આશી. માનવી૦
(તું) સંસાર સમુદ્રમાં ફરતો, નિત્ય નિત્ય નવાં કામ કરતો;
નથી મુજ સમો એમ જોતો.
તજીદે તનનું તાન,
ન બન્ય નાદાન,
મૂકીદે ગુમાન,
સાની ખરૂ મારૂં. માનવી૦
કાળ તને ઝડપી જશે જ્યારે, ધાશે તે વારે કોણ વ્હારે;
ધર્મ એક સંગી થશે ત્યારે,
ઝટ થાને તૈયાર,
ક્ષણ લગાડ ન વાર,
હ્રદિયે ઇશ્વર ધાર
ચાલીને સત પંથે માનવી૦
દિન રાત હરિ ભજને, સંસાર માયાને તજને:

કરતાર કને જવા સજને.

કર્ય તું સતસંગ,

રાખ્ય અંગ ઊમંગ,

ના થાય કદિકો ભંગ,

વખત વરતી લેને. માનવી૦

સતસંગ છે ખરી વસ્તુ, સચ્ચિદાનંદ નામ ઉચર્યંતું;

ત્રણ લોકમાં નામ કર્ય તરતું.

નામ તેનો નાશ,

રાખ્ય એક વિશ્વાસ.

જગકર્તાનો ખાસ,

બાબર એમ વદે છે. માનવી૦

